આપવો વાજેબ થશે. અને જો તવાફે સદર કે તવાફે કોદુમના એક બે ત્રણ શોત છોડયા હશે તો દરેક શોતને બદલે પુરો સદકો આપે. અને જો ચાર અથવા ચારથી વધુ શોત તવાફે સદરના અથવા તવાફે કોદુમના છોડયા હશે તો દરેક શોતને બદલે પુરો સદકો આપે અને સઈ અથવા સઈનો વધુ ભાગ વગર ઉજરે છોડયો હશે, અથવા વગર ઉજરે સઈને સવારી ઉપર કરી હશે તો દમ આપે ફરી જો ચાલીને બીજીવાર કરશે તો દમ માથેથી ઉતરી જશે અને જો ઉજરથી કરી હશે તો કંઈ ડર નથી. જો સઈના એક બે ત્રણ ફેરા છોડશે તો દરેક શોતને બદલે સદકો આપે.

જો કોઈ અરફાતથી સુર્યાસ્ત પહેલાં નીકળે અથવા નાઠેલા ઉટને પકડવા ગયો હોય તો પણ દમ વાજેબ થશે. પણ જો સુર્યાસ્ત પહેલાં જો પાછો આવ્યો તો દમ માથે રહેશે નહીં અને જો ગોરૂબ બાદ પાછો ફરશે તો માથેથી ઉતરશે નહીં. જો મુજદલફામાં થોભવાને વગર ઉજરે છોડશે તો દમ આપે. અને જો ચારે દીવસની રમી તદન છોડશે અથવા એક દીવસની સઘળી રમી છોડશે અગર જો તે દસમી તારીખની હોય, અથવા એક દીવસની રમીમાંથી ઘણી કાંકરીઓ છોડી હોય. દાખલા તરીકે દસમી તારીખની રમીથી ચાર કાંકરીયો અથવા બીજા દીવસોની કાંકરીયોથી અગયાર કાંકરીયો છોડી હોય તો આ સર્વ સુરતોમાં દમ આપે. અને એક દીવસની કાંકરીયોમાંથી થોડી છોડે જેમ કે દસમી તારીખના ત્રણ કાંકરી અથવા એથી ઓછીને છોડી દે અથવા બીજા દિવસોમાં દસ કાંકરી અથવા એથી ઓછી છોડી દે તો દરેક કાંકરી બદલે પુરો સદકો આપવો વાજેબ છે.

હવે જાણવું જોઇએ કે જે મસલામાં કેટલાક સદકા આપવા પડે જેમકે રમીમાં દરેક કાંકરીને બદલે, અને તવાફ તથા સઇમાં દરેક શોતને બદલે, અને દરેક નખ અને વાળને બદલે તો આ સર્વ જગ્યા જો સદકાનો ટોટલ દમની કીંમત સુધી પોહોંચે તો કાંઇક ઓછું કરવું જોઇએ કે જેથી દમની કીંમતથી ઓછો થાય તથા મોટી તકસીર તથા નાની તકસીરનો ફેર પડે.

જો હજ્જ અથવા ઉમરામાં હરમથી બહાર મુડાવશે તો દમ આપે. અને એવી રીતે જો હજ્જમાં અય્યામે નહર પછી મુડાવશે તો દમ આપે પણ જો એહરામવાળો હરમની હદથી બહાર નીકળી ગયો અને ફરી હરમમાં આવીને મુડાવે તો કંઇ ડર નથી પણ જો હાજી અૈયામે નહર પછી આવીને મુડાવશે તો ઢીલ કરવાનો દમ આપશે. અને જો ચુંબન કરશે અથવા શહવતથી હાથ લગાડશે અથવા મોબાશરતે ફાહેશા કરશે, અથવા સ્ત્રીની ખાસ જગ્યા સિવાય બીજી જગ્યાએ જીમા કરશે ઇનજાલ થશે અથવા નહીં થશે અને જો જલક (હાથરસ) કરશે અથવા ચોપગા પ્રાણીથી જીમા કરશે તો જો તેથી મની નીકલશે તો દમ આપશે અને નહીં તો કંઇ આપવું પડતું નથી.

જો તવાફે ઝીયારત અયામે નહર પછી વગર ઉઝરે કરશે તો દમ આપે.

જાણવું જોઇએ કે દશમી તારીખે હજ્જના ચાર કામ છે. પ્રથમ રમી, ફરી જુબ્હ કરવું, ફરી મુડાવવું, ફરી તવાફ; એમાં તવાફને સર્વથી પાછલ કરવો સુનત છે. અને જો સર્વથી પહેલાં અથવા વચમા કરશે તો કંઇ હરજ નથી પણ મકરૂહ છે. અને (તવાફ વગર

હજ્જના ત્રણ કામોમાં કારેન તથા મોતમત્તએને તરતીબ વાજેબ છે અને મુફરેદને ફકત રમી તથા મુડાવવામાં તરતીબ વાજેબ છે; કારણ કે એના ઉપર જુબ્હ કરવું વાજેબ નથી. જો તેમાં આગલ પાછલ કરશે તો દમ વાજેબ થશે. અને તકસીરનો દમ તે કિરાનના દમથી અદ થતો નથી પણ બીજો જુદો દમ આપવો પડે છે. અને જો કોઇ કોઇ વાજેબને વગર ઉજરે તરક કરશે તો દમ આપવો પડશે, અને જો ઉજરથી છોડશે તો કંઇ આપવું પડતું નથી.

એહરામમાં મના થએલી એવી વસ્તુને કે જેના સબબથી દમ આપવો વાજેબ થાય છે જો ઉજરથી કરશે તો તેને અખ્તીઆર છે ચાહે તો હરમમાં ઝુબ્હ કરે હરમની હદ બહાર ઝુબ્હ કરે નહીં અને ઝુબ્હ કરનારને તેનું ખાવું દુરૂસ્ત નથી. અને ચાહે તો છ મિસકીનોને અડધો અડધો સાઅ ઘઉં અથવા એક એક સાઅ જવનો માલેક કરી આપે. અને મક્કાના મીસકીનોને આપવું ઘણું અફજલ છે. અને નહીતો જ્યાં ચાહે ત્યાં આપે પણ દરેક મિસકીનને સદકએ ફિત્રથી ઓછું આપે નહી. નહી તો દુરૂસ્ત થશે નહીં. જો વધારે આપશે તો વધારે ગણતરીમાં આવશે નહીં. દાખલા તરીકે જો ત્રણ સાઅ ઘઉં સાત મીસકીનોને બરાબર આપશે તો એકને આપેલું પણ ગણતરીમાં આવશે નહીં. અને જો ત્રણને આપશે તો બીજા ત્રણ મિસકીનોને આપવું પડશે. અને જો ચાહે તો ત્રણ રોજા રાખે જ્યાં ચાહે હરમ હોય કે તે બહાર હોય, અને જો ઉજરથી એવું મના કામ કર્યું હશે કે તેથી સદકો આપવો પડે છે તો તેને અખત્યાર છે જોઇએ તો અડધો સાઅ ઘઉં એક મિસકીનને આપે અથવા એક રોજો રાખે.

બુખાર, ઠંડ, જખમ, માથુ દુઃખવું વિગેરે ઉજર ગણાય છે અને બીમારીનું હંમેશ રેહવું અથવા હલાકીએ પુગવું એ શરત નથી પણ ઉજર થવા માટે તકલીફ અને મશક્કત થવી બસ છે. ભૂલચુક બેહોશી ઉંઘ અને ગરીબાઇ એ ઉજર નથી. જો આ હાલતોમાં વગર કોઈ ઉજરે કંઇ તકસીર કરશે તો તેની ગુન્હાગારી આપવી પડશે. તેને ઊજરવાળા જેવા અખત્યાર થશે નહીં જો ગરીબાઇને લીધે એને કફારો નહી મળશે તો તેને માથે વાજેબ રહેશે. અને જે કોઇ ઉજરથી કંઇ કામ કરે તો તેના ઉપર વાજેબ છે કે જરૂર તેથી આગળ વધે નહી દાખલા તરીકે જો ટોપી પેહેરવાથી જરૂરત ટલતી હોય તો ફેંટો બાંધશે તો ગુનાહ થશે બીજો કફારો આપવો પડતો નથી. પણ જો ટોપી સિવાય બીજી જગ્યામાંથી માથું ફેંટાથી ઢકશે તો તેની ગુનેહગારી જુદી વાજેબ થશે.

સ્ત્રી મીલાપ (જીમા) કે સોપારી જેટલુ આદમીને આગલે રસ્તે અથવા પાછલે રસ્તે દાખલ કરુ હોય અગર જો મની નીકળી ન હોય ઉંઘમાં કર્યો હોય અથવા જબરદસ્તીથી કર્યો હોય અથવા કોઈ સ્ત્રીએ ગધેડાનો જકર અથવા માણસનો કે કોઇ જનાવરનો કપાયલો જકર પોતાની ફુરજ (પીશાબની જગ્યા)માં દાખલ કર્યો હોય, તો જો એ કામ અરફાતમાં ગયા પહેલા કર્યું હોય તો હજ્જ ફાસેદ થશે. ફરી જેવી રીતે સહી હજ્જમાં કરે છે તેવી રીતે હજ્જના સર્વ કામ બજાવી લાવે. અને મના થએલા કામોથી બચતો રહે જો મના થએલા કામોને કરશે તો તેની ગુનહાગારી આપવી પડશે. અને હજ્જના કામો કર્યા વગર એહરામમાંથી નીકળશે નહી. અને હજ્જ ફાસેદ કરવાનો દમ આપવો

વાજેબ થશે. અને આવને વાસ્તે તેની કઝા કરે જો કે તે નફલ હજ્જ હોય. કારણ કે તે શરૂ કરવાથી વાજેબ થાય છે. અને કઝા કરતી વેળા સ્ત્રીને જુદી રાખવી વાજેબ નથી, પણ જો ફરી જીમામાં પડવાની બીક હોય તો એહરામના વખતથી જુદા થવું મસ્તહબ છે- જો અરફામાં ગયા પછી આ કામ થયું હોય અથવા તે મુડાવવા તથા તવાફે ઝીયારતથી પહેલાં થયું હોય તો બદના (ઉંટ ગાય) આપે અને મુડાવવા પછી પણ તવાફ પહેલા થયું હોય અથવા તવાફ પછી પણ મુડાવવા પહેલાં થયું હોય તો દમ આપવો વાજેબ છે. અને કારેન જો ઉમરાના તવાફ તથા અરફામાં જવા પહેલા જીમા કરશે તો હજ્જ અને ઉમરો બન્ને ફાસેદ થશે. કિરાનનો દમ તેને માથે હવે રહ્યો નહીં પણ હજ્જ ઉમરો બેને છોડવાના બે દમ આપવા વાજેબ થશે. અને સર્વ કામો પુરા કરીને એહરામથી બહાર આવે જેમ કે ઉપર જણાયું છે અને જો તે ઉમરાના તવાફ તથા અરફાતમાં જવા પછી પણ મુડાવવા પહેલાં જીમા કરશે તો બદનો તથા દમ આપશે અને કિરાનનો દમ પણ આપવો પડશે. અને જો મુડાવવા પછી કરશે તો એક દમ આપશે અને કિરાનનો દમ પણ આપશે અને ઉમરાના તવાફના ચાર શોત પહેલાં જીમા કરવા એ ઉમરાને ફાસિદ કરનાર છે. અને દમ વાજેબ થશે. ઉમરાના બીજા કામો કરીને એહરામથી નીકળે અને ઉમરાને કઝા કરે, અને જો ઉમરાના ચાર શોત પછી કરી છે તો દમ આપે ઉમરો ફાસેદ થશે નહી.

મોહરેમ જો ખુશ્કીના જાનવરને કે જેની પેદાએશ જમીન ઉપર થતી હોય અગર જો તે દરયામાં રહેતું હોય જેવી કે બતક તેને

શીકાર કરી કતલ કરશે અથવા ઇશારાથી કે વાતથી કતલ કરનારને બતાવશે અને કતલ કરનાર તેને જુદવે નહી તથા તેથી પેહેલાં તે તેને જાણુતો પણ નહોતો તથા જ્યાં બતાવ્યું હતું ત્યાંજ તે હતું ને કતલ થયું તથા મોહરેમ કતલનાં વખતે એહરામમાં હતો તો તેનો બદલો આપવો વાજેબ થશે. જો કેટલીકવાર કતલ કરશે અથવા બતાવશે તો દરેક વખતનો બદલો જુદો આપશે. અને ભુલચુક વગેરે હાલતો એમાં સરખી છે. અને જો મોહરેમ કતલ કરનારની કોઈ પણ રીતે મદદ કરશે જેમ કે છરી અથવા ભાલો પકડાવે અથવા કતલ કરનારને કતલ કરવાનો હુકમ કરશે તો પણ તે બદલો આપશે. જે જાનવર દરયામાં જન્મતુ હોય ફરી જો તે ખુશકીમાં રેહતું હોય જેમ કે દરયાઇ કુતરૂં, દેડકુ, દેડકો. મગર, કાચબો અને એ શીવાય બીજું કંઇ અગર જો તે ખાવામાં આવતું ન હોય તેનો શીકાર કરવો દુરૂસ્ત છે. અને ખુશકીના શીકારમાં અગર જો તે હરામ હોય જેમ કે ખીનઝીર (સુવ્વર) તેના શીકાર કરવાથી બદલો આપવો વાજેબ થાય છે. પણ વરૂ, અકઅક સિવાય બીજી જાતનો કાગડો, ચીલ, વીંછી, સાપ, ઊંદર કુતરૂં અગર જો તે જંગલી હોય, બીલાડી ઘરમાની, કીડી, ચાંચડ જવા પ્રવાન, (ભરમરયુ) માંખ ગીપકલી, સકામાંખ. નોલયો અને સર્વ જાતના ઝેહેરવાળા જાનવર અને જે જે જાનવર કે ખાવામાં આવતા ન હોય ને હુમલો કરે અને વગર કતલ કરે દફે થતું ન હોય તો આ સર્વને કતલ કરવામાં કંઇ આપવું પડતું નથી, પણ જે કીડી દુ:ખ દે નહી તથા એવીજ રીતે બીજા જાનવરો જે ઇજા કરે નહીં તેને કતલ કરવા દુરૂસ્ત નથી, અગર જો કતલ કરવાથી તેનો બદલો

વાજેબ થતો નથી. અને જો નહીં ખાવામા આવતું જાનવર જો હુમલો નહીં કરે અથવા હુમલો તો કરે પણ વગર કતલ કરે તે દફે થઇ શકે છે અને ફરી મારી નાખે. તો જો તે કોઇની મીલક ન હશે તો તેનો બદલો આપવો પડશે પણ બકરીની કીંમતથી વધારે આપવું પડશે નહીં. જો હાથી હોય, અને તે જાનવર કોઇની મીલકન હોય અથવા તે ઊંટ વગેરે ખાવામાં આવે તેવાં જાનવર હોય તેણે હુમલો કર્યો હોય અને મોહરેમે તેને કતલ કર્યું તો માલેકને જેટલી કીંમત થાય તેટલી આપવી જોઇએ જો બકરાની કીંમતથી વધી જાય. છતાં આપે અને મોહરેમને બકરી ઝુબ્હ કરવી જો તેનો બાપ હરણ હોય તથા ગાય, ઉંટ, મરઘી અને દેશી બતકને ઝુબ્હ કરવા દુરૂસ્ત છે. પણ જંગલી બતક શીકાર છે તેનો શીકાર કરવાથી બદલો આપવો વાજેબ થશે. અને હલાલે જો હિલ્લમાં શીકાર કર્યો હોય અને હિલ્લમાંજ ઝુબ્હ કર્યો હોય અગર જો તેણે મોહરેમને માટે શીકાર કર્યો હોય તો જો મોહરેમે બતાવ્યું ન હશે તથા મદદ કે હુકમ કર્યો ન હશે તો મોહરેમને આ શીકાર ખાવો દુરૂસ્ત છે. પણ જો એમાંથી કંઇ (મદદ વગેરે) કરી હશે તો મોહરેમને ખાવું દુરૂસ્ત નથી અને હલાલને ખાવું દુરૂસ્ત છે. અને હરણ વગેરે પાલેલો શીકાર તે શીકારનીજ ગણતરીમાં છે તેને કતલ કરવાથી બદલો તથા તેના માલેકને કીંમત જુદી આપવી પડશે. અને જે ઊંટ જંગલી થયું હોય તે શીકારની ગણતરીમાં નથી. અને જો કતલ વગર અખત્યારે કર્યું હશે તો પણ તેનો બદલો વાજેબ થશે.

અને શીકારનો બદલો આ છે કે બે આદેલ (પ્રમાણીક) આદમી તે શીકારની કીંમત ઠેરવે અને જે એક આદેલ હોય તો પણ બસ છે

અને તે કીંમત કતલ કરેલી જગ્યાની કીંમતને માફક હોવી જોઇએ. જો ત્યાં તેની કીમત નહોય તો તેને પાસેની જગ્યાની કીમતને માફક ઠેરવે અને કીમત કરવામાં તેની ખુબી અને ખુબસુરતી જે પેદાએશથી હોય તેની ગણતરી કરે, પણ તે શીખવેલું હોય તો તેની કીમત બદલામાં વધારાય નહીં પણ માલિકને કીમત અપાવવામાં શીખવવાની કીમત પણ આપવામાં આવશે ફરી કાતેલને અખ્તીયાર છે ચાહે તો કીમતથી હદી ખરીદીને હરમમાં ઝુબ્હ કરે. અથવા અનાજ ખરીદીને દરેક મિસકીનને સદકએ ફિત્રને અંદાજે જયાં ચાહે ત્યાં આપે ફિત્રના અંદાજથી વધારે ઓછું ગણતરીમાં આવશે નહી. જેમકે ઉપર બયાન થયું છે અથવા દરેક મિસકીનના ખાણાને બદલે એક એક રોજો જયાં ચાહે ત્યાં રાખે. અને જે અનાજ ફિત્રના અંદાજાથી થોડો બચે અથવા મુલથીજ થોડો હોય જેમકે ચકલીનો બદલો તો તેને યાતો એક મિસકીનને આપે અથવા એક રોજો રાખે. અને આ જગ્યા ઇબાદતની રૂએ ખાવું આપવું (ખવડાવવું પણ દુરસ્ત છે અને કીમત આપવી પણ દુરસ્ત છે. પણ દરેક મિસકીનને ફિત્રના અંદાજથી ઓછી વતી કીમત આપે નહીં અને દરરોજ એકજ મિસકીનને આપ્યા કરશે તો પણ દુરૂસ્ત છે અને વાજીબ સદકાની જેમ ઓસુલ (બાપદાદા)ને તથા ફોરુ (દીકરા પોતરા)ને બાયડીને ગુલામને અને પૈસાદારને આપે નહી. અને જો કોઇએ રેહવાને માટે તંબુ ઉભો કર્યો, અને તેમાં શીકાર ભેરવાઇ મરી ગયો તો કાંઈ ડર નથી અને જો શીકારને જખમી કર્યો અથવા તેની પાંખ ઉખેડી અથવા તેના કોઇ અંગ કાપી નાખ્યો પણ તેથી તે જાનવર મર્યું નહોય તો તેની કીમતની નુકશાની

આપવી પડશે. દાખલા તરીકે સાજ્ત શીકારની કીમત એક રૂપીયો હોય અને આ નુકશાન કે જે તેણે તેમાં કર્યું તેથી તેની કીમત બાર આનાની થઇ તો ચાર આના કીંમતની નુકસાનીના આપવા વાજેબ થશે. પણ જો શીકારના લાભનો વીચાર હોય જેમકે બીલાડીથી છોડાવતામાં નુકશાની થાય અથવા મરી જાય તો તેમાં કાંઇ નથી. જો જખમી થઇને શીકાર ગાએબ થાય અને તેના મરવા જીવવાનો હાલ જણાય નહીં તો એહતેયાતને માટે પુરી કીંમત આપવી પડશે, અને જો જખમ સાજો થાય અને કાંઈ અસર પણ બાકી ન રહે તો પણ બદલો આપે જો જખમની જઝા (બદલો) આપી નહોતી અને ફરી તે જાનવરને કતલ પણ કર્યું તો જખમની ગુનહગારી તથા કતલનો બદલો જુદો જુદો આપવો પડશે. અને જો શીકારની બાજુ કે ટાંગ એવી રીતની તોડી હોય કે તે પોતે પોતાનો બચાવ પોતાના દુશમનથી કરી શકે અને નહિ તો, શીકારની પુરી કીમત આપવી પડશે. જો શીકારના ઈંડાને તોડયું હોય હવે જો તે ગંદુ થયું ન હોય તો ઈંડાની કીમત આપે. અને જો તેમાંથી બચ્ચુ નીકળે કે જે તોડવાના સબબથી મરી ગયું હોય તો જીવતાં બચ્ચાની કીમત આપે. અને ઈંડું તોડયા પેહેલાંથી બચ્ચુ મરેલું હોય તો ઈંડુ કે બચ્ચુ કોઇનો પણ બદલો આપવાનો નથી. અને જો તોડવાથી પહેલાં મર્યું છે કે તોડવાથી મર્યું છે એમ જણાયું ન હોય તો એહતેયાતને માટે જીવતા બચ્ચાની કીમત આપે. અને જો મોહરેમ શીકારનું દુધ દોહ્યું હોય તો દુધની કીમત આપે.

હવે જાણવું જોઇએ કે શીકાર હરમનો હોય કે હિલ્લનો હોય મોહરેમના હક્કમાં સર્વ બરાબર છે. એ સર્વના કતલ કરવાથી તથા બતાવ્યાથી તથા નુકસાન કર્યાથી બદલો આપવો વાજેબ થશે.

જો જૂ મારે અથવા કપડાને તડકામાં નાખે કે જેથી જૂ મરે તો એક જૂ મરે તો એક જૂમાં રોટલીનો એક તુકડો અને એમાં એક મુઠી ઘઊં અને ત્રણથી વધુમાં પૂરો એક સદકો આપે. તીડમાં પણ એવીજ રીતે છે. એટલે ત્રણથી વધુમાં અડધો સાઅ ઘઉં અને ત્રણ સુધી જે ચાહે તે આપે. અને જો જૂ મારનારને બતાવશે તો સદકો આપે.

હિલ્લામાં જે કોઈ એહરામ બાંધે અને તેના હાથમાં શીકાર હોય તો તે શીકારને એવી રીતે છોડવું વાજેબ છે કે તે હલાક થાય નહીં. અથવા તેને પિંજરામાં રાખે અથવા કોઈ હલાલની પાસે અનામત રાખે. એહરામ બાંધની વેળા જો શીકાર ઘરમાં હોય, અથવા પિંજરામાં હોય, અથવા પિંજરૂં હાથમાં હોય અથવા શીકારના ગળામાં દોરડી બાંધેલી હાથમાં હોય તો આ સુરતોમાં શીકારનું છોડવું વાજેબ નથી' જો આ શીકારને એહરામ પહેલાં પકડયો હોય તોએ અને એહરામ બાંધ્યા પછી પકડયો હોય તો પણ દરેક હાલતમાં તેને છોડવું વાજેબ છે. જે શીકારને એહરામ પહેલાં પકડેલો અને એહરામની વખતે તેને છોડયો તો તે મોહરેમ ની મિલકમાંથી નીકળતો નથી. જો કોઇ તેને પકડશે તો તે તેનાથી લઈ શકે છે. અને જો એહરામ પછી પકડીને છોડયો હશે તો તેને લઇ શકતો નથી કારણ કે એહરામને લીધે તે તેનો માલીક થનો નથી. જો કોઈ બીજો મોહરેમ આકેલ બાલેગ તે શીકારને કતલ કરશે તો પકડનારો અને મારનારો બંનેને પુરેપુરો બદલો આપવો પડશે અને ફરી પકડનારો કતલ કરનાર પાસેથી પાછો લે. જો હલાલે કતલ કર્યો હશે અથવા તે શીકાર હરમનો હશે તો

કતલ કરનાર પણ બદલો આપે. જો તે હિલ્લનો છે તો હલાલ કતલ કરનાર ઉપર કંઇ નથી, પણ પકડનારો બદલો આપે, અને જો માલનો બદલો આપ્યો હશે તો ફરી તેની પાસેથી લીએ પણ જો રોજા રાખ્યા હશે તો તેની પાસેથી કંઈ લે નહીં. અને જો બે મોહરેમ એક શીકારને કતલ કરશે તો બન્ને પુરો બદલો આપશે. જો મોહરેમ શીકાર પકડીને વેચશે અને ખરીદનારો હલાલ હોય તો વેચાણ બાતલ થશે. અને વેચનાર હલાલ હોય તો મોહરેમનું શીકાર ખરીદવું બાતેલ છે. અને એવીજ રીતે હેબા વગેરેનો શીકરનો મામલો મોહરેમનો કરેલો બાતેલ છે. જ્યારે હરમમાં મોહરેમ અથવા હલાલ દાખેલ થાય અને તેની પાસે શીકાર હોય અગર જો પીંજરામાં હોય તો તેને છોડવું વાજેબ છે. કેમકે તે હવે હરમનો શીકાર થયો છે. જો મોહરેમે એહરામ પછી અથવા હલાલે હરમમાં દાખલ થતી વખતે શીકારનું વેચાણ કર્યું હશે તો વેચાણ રદ થશે. જો તે શીકાર હલાક થશે અથવા ખરીદાર ગાએબ થશે, તો વેચનારે બદલો આપવો પડશે. જો કોઇની પાસે બાજ હોય અને હરમમાં દાખલ થતી વખતે તેણે તેને છોડયો, તો જો તે બાજ હરમના કબુતરને મારી નાખશે તો તે શખ્સ ઉપર કાંઇ નથી. જો હલાલ આદમી હરમના શીકારનું દુધ દોહશે તો તે દુધની કીંમત આપે અને જો હલાલ હરમના શીકારને જુબ્હ કરશે તો શીકારની કીંમત તેને માથે વાજેબ થશે. જેમ વર્ણવવામાં આવ્યું છે તેમ જોઇએ તો તે કીંમતથી હદી ખરીદીને હરમમાં જુબ્હ કરે અથવા મિસકીનોને ખાવાનું આપે. અને એને રોજો રાખવો બસ નથી. જો મોહરેમ હરમના શીકારને કતલ કરશે તો તેની ગુનેહગારીમાં રોજો રાખવો પણ દુરૂસ્ત છે. જો હલાલ હરમના શીકારને કતલ

કરનારને બતાવશે તો ગુનહગાર થશે. પરંતુ કાંઇ આપવું પડતું નથી. પણ મોહરેમ માટે એથી ઉલટું છે. તેને બતાવવાથી પુરો બદલો આપવો પડે છે. જો બે હલાલ મલીને હરમના શીકારને કતલ કરશે તો અડધો અડધો બદલો આપશે. જો હરમના હરણને ભડકાવીને ક્હાડી મુકશે ફરી હરણ હરમથી નીકળીને જણશે અને બન્ને મરી જશે તો બન્નેનો બદલો આપવો પડશે પણ જો હરણ માટે બદલો આપ્યો હશે ને ફરી બચ્ચુ જણી હશે બચ્ચાનો બદલો કાંઇ આપવો પડતો નથી. પણ તેને પાછું હરમમાં લઇ જવું વાજેબ છે. જો કોઇની સવારીના આગલા પાછલા પગથી અથવા મોંથી શીકાર હલાક થશે તો તેનો સવાર બદલો આપશે. જો હરમના ઝાડની ડાલી ઉપર જાનવર હોય એવી રીતે કે જો તે પડે તો હિલ્લમાં પડે તો શીકાર હિલ્લનો છે અથવા એવી રીતે હોય કે જો તે પડે તો હરમમાં પડે તો તે શીકાર હરમનો છે. જો જાનવરના પગ હરમમાં હોય અને માથું હિલ્લમાં હોય તો તે શીકાર હરમનો થશે. અને જો શીકારને મોહરેમે જુબ્હ કર્યો હોય અગર જો તે હિલ્લનો હોય છતાં હરામ મુરદારના હુકમમાં છે. હરમનો શીકાર જો હલાલ અથવા મોહરેમ જુબ્હ કરશે તો તે મુરદારના હુકમમાં છે. પણ કેટલાકની નજદીક હરમના શીકારને હલાલ જુબ્હ કરશે તો તે હલાલ છે અને ગુનહગારી આપવી વાજેબ છે. જો હરમના શીકારનું ઈંડુ ભુંજ્યું અથવા તેનું દુધ દોહ્યું અને તેનો બદલો આપ્યો તો તે ઈંડાનો તથા દુધનો તે માલેક થાય છે. અને તેનું વેચવું કરાહીયતની સાથે જાએજ છે પણ ખરીદનારના હક્કમાં તે મકરૂહ નથી.

જો હરમની લીલી ઘાસ કાપશે તો તેની કીમત આપવી તે માથે વાજેબ થશે પણ સુકી ઘાસ, ઇજખેર અને ખંબાને તોડવા દુરસ્ત છે. જો હરમના ઝાડને કાપી નાંખ્યું તો જો તે આપોઆપ ઉગ્યું હો અને તે એવી જાતનું પણ ન હોય કે લોક રોપતા હોય તો તેને કાપનારો હલાલ હોય કે મોહરેમ હોય તેની કીંમત વાજેબ થશે. એ ઝાડ તથા ઘાસની કીંમતથી અનાજ અથવા હદી ખરીદી ઉપર બ લાવ્યા પ્રમાણે સદકો કરે. અને કીંમત આપ્યા પછી ઘાસ, લાક કાપનારની માલકત છે અને તેને વાપરવા તેને દુરસ્ત છે અને વેચ મકરૂહ છે પણ ખરીદારના હકમાં મકરૂહ નથી. જો એ ઝાડ કોઈ મિલકતમાં પણ હોય. દાખલા તરીકે જેમકે બાવલ કોઈની માલ જમીનમાં ઉગી નીકળે તો બીજી કીંમત માલેકને પણ આપવી પડ જે ઝાડ કોઈનું રોપેલું હોય ફરી રોપવાની જાતીનું હોય. જેમ દાડમડી અથવા ન હોય જેમકે બાવલ, તેને કોઈએ રોપ્યું તો તે કાપવાથી બદલો આપવો પડતો નથી પણ તેના માલીકને કીંમત આપ પડશે. જે ઝાડ રોપાતાં ઝાડની જાતીમાંથી હોય જેમકે દાડમ અને કોઈના રોપ્યા વિના ઉગી નીકળ્યું અથવા તે કોઈની મિલકતમાં હોય તો પણ બદલો આપવો પડતો નથી. પણ જો તે કોઈની મિ કતમાં હોય તો તેની કીંમત માલિકને આપે. અને જે ઝાડના પાં તોડવાથી ઝાડને નુકસાન થતું ન હોય તો તેના પાંદડાં તોડવાં દુરૂ છે અને જો નુકસાન થતું હોય તો દુરસ્ત નથી. જો ફલદાર ઝાડ આપોઆપ નીકળ્યું હોય તો પણ તેનું કાપવું દુરસ્ત છે. પણ જો કોઈની મિલકતમાં હોય તો માલિકનો હુકમ લેવો શરત છે. જો (

ગાડતાં અથવા ચુલો. તંદુર ખોદતાં અથવા ચાલતાં ઘાસ લાકડી તુટે તો કશી હરકત નથી. અને સુકી લાકડી અને ઝાડ અથવા તુટીને ઉખેડાયલું ઝાડ કે જે લીલુ થઇ શક્તું ન હોય તેને કાપવું દુરસ્ત છે. ઝાડની જડ પ્રમાણે ગણતરી થાય છે. જો ડાળી હરમમાં હોય અને જડ હિલ્લમાં હોય તો તે હિલ્લનું ઝાડ છે. અને જો જડ હરમમાં હોય અને ડાળીઓ હિલ્લમાં હોય તો તે હરમનું ઝાડ છે. જો અડધી જડ હરમમાં અને અડધી હિલ્લમાં હોય તો પણ તે હરમનું ઝાડ છે.

હવે જાણવું જોઇએ કે હદી ચલાવી તમત્તોઅ કરનાર હજ્જના એહરામ પછી તથા કારેન જો એહરામમાં મના થએલું કાંઇ કામ કરશે તો મુફરેદથી બેવડી ગુન્હગારી આપવી પડશે. (બે એહરામનો ગુનાહ.) જો તે કાંઇ વાજેબ છોડશે અથવા હરમના ઘાસ ઝાડ કાપશે તો મુફરેદની જેમ એકજ ગુન્હગારી આપે. અને જે શખસ પોતાની મીકાતથી વગર એહરામ બાંધે આગળ વધશે તેના પર દમ વાજેબ થાય છે. પણ જો પાછો હટી મીકાત ઉપર આવીને એહરામ બાંધી લેશે તો દમ માથે રેહેશે નહીં. અને જો પાછો નહીં ફર્યો અને મીકાતથી વધીને એહરામ બાંધ્યું તો દમ વાજેબ થયું. પણ જો એહરામ બાંધીને હજ્જનું કાંઇ કામ કર્યું ન હશે ને પાછો એહરામ બાંધેલો મીકાત ઉપર ચાલ્યો આવશે અને મીકાતપર આવીને તલ્બીયા કેહશે તો દમ માથે રેહશે નહીં. તવાફનો એક શોત કરવાથી પણ હજ્જનું કામ કરવું ગણાશે. અને શોત પુરો થવા પહેલાં ગણાશે નહીં. અને પાછું હટીને આવવું એ શખ્સ ઉપર વાજેબ છે પણ જો હટીને આવવામાં હજ્જ ફોત થવાની બીક હોય તો પાછો ફરે નહીં. જો એ શખ્સ પાછો

નહીં ફર્યો અથવા પાછો ફર્યો પણ મીકાત ઉપર આવીને તલબીયા કહી નહીં, અથવા હજ્જનું કામ શરૂ કર્યા બાદ પાછો ફર્યો તો આ ત્રણે સુરતોમાં દમ આપવુંજ પડશે. અને જે કોઇ કેરાન માટે જાય અને વગર એહરામે મીકાતની આગલ વધે તો તે મુફરેદની જેમ એકજ દમ આપે.

જો કોઈ મીકાતની બહાર રેહનારો (આફાકી) હિલ્લમાં એટલે મીકાત અને હરમની વચ્ચે કંઇ કામને માટે જાય, દાખલા તરીકે કોઇ મુંબઈથી જુદા કોઇ જરૂરતને માટે જાય, તો તે શખ્સને વગર એહરામે જવું દુરૂસ્ત છે. જ્યારે તે ત્યાં ગયો તો ત્યાંના લોકો તથા રેહનારાઓના હુકમમાં એ પણ આવ્યો. તો ફરી જો શખ્સ હવે મક્કામાં કોઇ જરૂરતને લીધે જશે તો વગર એહરામે એને જવું દુરૂસ્ત છે. અને જો હજ્જ કરવા ચાહે તો હિલ્લમાંથી એહરામ બાંધે જેમકે ત્યાંના લોકો કરે છે. જો આફાકી એટલે મીકાતથી બહાર રેહનારો વગર એહરામે હરમમાં જશે તો તેને હજ્જ અથવા ઉમરો કરવો વાજેબ થાય છે જો અનેકવાર ગયો હશે તો દરેકવાર વગર એહરામે જવાને બદલે એક એક હજ્જ અથવા ઉમરો કરે. જો મીકાત ઉપર પાછો ફરીને એહરામ બાંધી લેશે તો છેલી વેલાના (વગર એહ-રામે) જવાનો બદલો કાફી થશે. અને બાકી માથે વાજેબ રહેશે. અને જો આફાકી વગર એહરામે જશે અને ફરી તેજ વર્ષમાં ફરજ હજ્જ અથવા નજર (હજ્જ) અથવા નજર ઉમરો અદા કરશે તો પણ વગર એહરામે દાખલ થવાનો કાયદો માથે રેહશે નહીં. પણ જો આગલે

વર્ષ કરશે તો માથેથી ઉતરશે નહીં તેને માટે જુદું એહરામ બાંધીને અદા કરવું પડશે.

જો કોઇએ ઉમરો કર્યો અને ફરી બોડાવવા કે કતરાવા પેહેલાં બીજા ઉમરાનું એહરામ બાંધ્યું તો દમ આપશે. પણ જો બીજો ઉમરો અદા કર્યા પેહેલાં મુડાવશે (અથવા કતરાવશે) તો બીજો દમ ફરી આપવું પડશે. વલ્લાહો તઆલા આલમો

## ફેસલ ૬.

## હદી તથા કુરબાની વિષે.

એક વર્ષના વયની બકરી કે ઘેટું, પાંચ વર્ષનું ઉંટ અને બે વરસની ગાય કે ભેંસ હદી કહેવાય છે. તેને (ગરદનમાં) કેલાદો નાખીને પ્રખ્યાત કરવી અથવા સાથે અરફાત ઉપર લઇ જવી વાજેબ નથી. પણ કેરાન, તમત્તાઅ, નફલ, અને નજરના દમને જો તે બુદના હોય તો કેલાદો નાખીને અરફાતમાં સાથે લઇ જવું મુસ્તહબ છે. પરંતુ જો ઘેટું કે બકરા હોય તો મુસ્તહબ નથી. ઝબેહ કરનારને (જેના તરફથી જુબ્હ થયુ હોય તેને) કેરાન તથા તમત્તાઅના દમમાંથી ખાવું મુસ્તહબ છે. અને નફલ દમ જો હરમમાં જઇને જુબ્હ થાય તો તેનું પણ ખાવું ઝુબ્હ કરનારને દુરસ્ત છે. અને ગુનહગારીનો દમ, હજ્જથી રોકાણનો દમ, નજરનો દમ, અને નફલ દમ જે માર્ગમાં જુબ્હ થાય અને હરમ સુધી પુગે નહીં તે જુબ્હ કરનારને તથા પૈસાવાળાઓને ખાવું દુરસ્ત નથી. જો ખાશે તો કીમત આપવી પડશે.

હદીની સર્વ જાતોને હરમમાં જુબ્હ કરવી જરૂર છે હરમથી બહાર દુરૂસ્ત નથી. પણ તે મિનામાંજ થાય એ અગત્યનું નથી. અને તે હરમના ફકીરોને આપવું અફજલ છે પણ તેઓનેજ આપવું એવું બંધન નથી. કેરાન તથા તમત્તોઅના હદને અૈયામે નહરમાં જુબ્હ કરે જો પહેલાં જુબ્હ કરશે તો ગણતરીમાં આવશે નહીં અને જો અય્યામે નહર પછી કરશે તો ગણત્રીમાં આવશે. પણ ઢીલ કરવાનો એક દમ આપવો પડશે અને બીજી હદીમા અૈયામે નહરનું બંધન (શરત) નથી.

અને હદીની નકાલ (અકોડો) તથા જુલ (ઓઢણ) તે પણ સદકો કરે. અને કસાઇની મજુરી હદીમાંથી આપે નહીં પણ જો સદકો કે હદાની રૂએ આપે તો કાંઇ હરકત નથી. અને હદી ઉપર સવાર થાય નહીં અને જો લાચારી હોય તો કંઇ હરકત નથી. પણ જો સવારી કરતાં અગર બોજો લાદતાં કંઇ નુકસાની થાય તો નુકસાનીનો બદલો ફકીરોને આપવો પડશે. અને તે પૈસાવાળાઓને આપવું પડતું (કાયમ) થશે નહીં અને હદીનું દુધ દોહવું નહીં. જો તે ઘણું ટપકવા લાગે. તો જો જુબ્હ કરવાનો વખત પાસે આવ્યો હોય તો તેને ઠંડા પાણીથી બંધ કરે અને જો જુબ્હ કરવાનો વખત આઘે હોય તો દોહીને ફકીરોને સદકો આપે જો પૈસાવાળાઓને આપશે અથવા પોતે પીશે તો કીમત આપવી પડશે.

જો હદીમાં તેની જગ્યાએ પુગવા પહેલાં એવું કંઇ નુકસાન થાય કે તેની કુરબાની થઇ શકતી ન હોય તો જો તે હદી વાજેબ છે તો તેના બદલામાં બીજી લાવે, અને નુકસાની વાળીને ચાહે તેમ કરે. અને

જો તે હદી નફલ હોય તો જુબ્હ કરે અને તેના કેલાદાને તેના ખુનમાં ખરડીને તેની કોહાન ઉપર ખુનના ડાગો લગાડે. એ નિશાન આ વાતની છે કે તેને પૈસાદાર ખાય નહીં.

હજ્જ કરનાર જો મુસાફર હોય તો તેને માથે કુરબાની વાજેબ નથી જો તે પૈસાવાળો હોય છતાં વાજેબ નથી. પણ જો મક્કામાં (પંદર દીવસની કે તેથી વધારેની નીયત કરી) રેહવાને લીધે મુસાફર નહીં રહે અને મોકીમ થાય તો પૈસાવાળો હોવાથી તેના પર કુરબાની પણ વાજેબ છે. કેરાન વગેરેના દમથી કુરબાની માથેથી ઉતરતી નથી પણ કુરબાની એક જુદુ વાજેબ છે. તેનું અદા કરવું પણ જો હાજી પૈસાવાળો તથા મોકીમ હોય તો વાજેબ છે.

જે મોહરેમ દુશમન કે દરીન્દા (ફાડી ખાનાર જાનવર) કે બીમારીના ગલબાથી બીકથી રોકાઇ જાય તેને મોહસર કહે છે. તો જો એ મોહસર મુફરેદ છે અથવા ઉમરો કરનાર છે તો તે એક દમને અથવા દમની કીંમતને આપીને કોઇને હરમ શરીફમાં મોકલે કે તે શખ્સ હરમમાં જઇને જુબ્હ કરે, અને જુબ્હ કરવાનો વખત તથા તારીખ ઠીમે કે જેથી જુબ્હ કર્યા બાદ એ હલાલ થાય. આ જુબ્હમાં પણ ઐયામે નહર જરૂર નથી (તેથી આગલ પાછલ જુબ્હ કરશે તેઓ દુરૂસ્ત છે) અને જો દમ અથવા તેની કીંમતની શક્તિ ન હોય તો જ્યાં સુધી હરમમાં જુબ્હ ન થાય અથવા પોતે જઇને તવાફ સઇ કરીને મુડાવે નહીં ત્યાંસુધી તે હલાલ થઇ શકતો નથી. જો તે મોહરેમ કારેન છે તો બે દમ મોકલે. જો એક દમ મોકલશે તો એક પણ એહરામથી નીકલશે નહીં. અને જો મોહસર દમ મોકલે નહીં પણ

જ્યાં સુધી રોકાણ કરનાર દુર થાય નહીં ત્યાં સુધી સબર કરે. અને ફરી પોતેજ જાય તો પણ દુરૂસ્ત છે. ફરી જો હજ્જનો વખત મળી આવ્યો તો ઠીક, અને નહીં તો ઉમરાના કામો કરીને હલાલ થાય.

મોહસર મુડાવે અથવા ન મુડાવે ફક્ત જુબ્હથી હલાલ થાય છે. જો જુબ્હના વખતથી પેહેલાં હલાલ થશે અથવા એવું જણાશે કે જુબ્હ હરમમાં થયું નથી પણ હિલ્લ (હરમ બહાર) થયું છે તો જીનાયતનો કફારો વાજેબ થશે. જો જીનાયત અનેકવાર થશે તો કફારા પણ અનેક આપવા પડશે.

જે મોહસર હરમમાં જુબ્હ કરીને હલાલ થાય છે તેને માથે કજા વાજેબ થાય છે, તો જો હજ્જના એહરામથી હલાલ થયો છે. અને તે હજ્જ નફલ છે તો જો આજ વર્ષમાં કજા કરશે તો એક હજ્જ કરે. અને જો આવતે વર્ષ કજા કરશે તો એક હજ્જ અને એક ઉમરો કરે, અને જો કિરાન કરશે તો પણ દુરૂસ્ત છે. જો કિરાનથી હલાલ થયો છે તો જો આજ વર્ષ કજા કરશે તો કિરાન કજા કરે. અને જો બીજે વર્ષ કરશે તો જોઇએ તો એક હજ્જ અને બે ઉમરા કરે. અને જોઇએ તો એક કિરાન અને એક ઉમરો કરે. અને ઉમરો કરનાર ફક્ત એક ઉમરાનીજ કજા કરે. કોઇ પણ વખત તે કજા કરી શકે છે.

મોહસર દમ મોકલી આપે અને ફરી રોકાણ મટી જાય તો જો તે હદી અને હજ્જ બંનેને મેળવી શકે છે તો તેપર વાજેબ છે કે જઇને હજ્જ અદા કરે. અને હદીને જોઇએ તેમ કરે. જો હદી અને હજ્જ બંનેને મેળવી શકતો નથી અથવા હજ્જને મેળવી શકતો

નથી, તો જવાની કંઈ જરૂર નથી. જોઇએ જાય અને જોઇએ તો નહીં જાય એ એની મરજીને આધીન છે, અને જો હદીને તો મળી શકતો નથી પણ હજ્જનો વખત મળી શકે છે તો જઇને હજ્જ કરવી અફ્ઝલ છે જો નહીં કરશે તો કશો બાધ નથી. જો અરફાતનાં ઠરાવ પછી રોકાણ થઇ હોય તો તે મોહસરની ગણતરીમાં નથી કારણ કે તવાફે ઝીયારત (એને માથે રહ્યો છે અને તે) નો વખત આખી ઉમર છે. પણ જો તવાફ ઐયામે નહરથી પાછલ પડશે તો પાછલ કરવાનો દમ આપવો પડશે. જો મક્કામાં હજ્જના બે રૂકનો (અરફામાં ઠેરવાથી તથા તવાફે ઝીયારત)થી રોકાશે તો તે મોહસર થાય છે પણ જો તે એકથી રોકાયો હોય તો મોહસર નથી. કારણ કે જો તે અરફામાં જવાથી રોકયો છે તો તે ઉમરાના કામો કરીને હલાલ થશે. અને જો તે તવાફે ઝીયારતથી રોકાયો છે તો એ તવાફનો વખત નીમાયેલો નથી. આખી ઉમરમાં થઈ શકે છે. વલ્લાહો તઆલા આલમો બિસ્સવાબ.

## ફસલ ૭.

## પારકાના તરફથી હજ્જ કરવા વિષે.

હવે જાણવું જોઇએ કે હજ્જ તથા ઉમરો પ્રતિનિધિ નાએબ બનાવાથી પણ થઈ શકે છે, કે કોઈ કોઇના તરફથી અદા કરે. તો ઊમરો તથા નફલ હજ્જમાં તો નાએબ કરવા માટે કોઇ શરત નથી હા તે કરનારમાં લાએકાત એટલે ઇસ્લામ, અકલ, અને સમજ હોવી જોઇએ, પણ ફરજ હજ્જ અદા કરવા માટે કેટલીક શરતો કે તે વગર ફરજ હજ્જ નાએબપણાથી અદા થઇ શકિત નથી.

પેહેલી શરત એ છે કે જે શખ્સ પોતાની હજ્જ કરાવે તે પરં
થમ હજ્જ ફરજ થઇ હોય તથા હજ્જ ફરજ થયા પછી તે પોતે
વા માટે કંઇ ઉજરને લીધે લાચાર હોય. અને મરવા સુધી આજીજ
રયો હોય, તો જો કોઇએ હજ્જ ફરજ થયા પેહલાં હજ્જ કરાવી,
ને તે પછી તેપર હજ્જ ફરજ થઇ તો તેને માથે હજ્જ ફરજ
રશે અને પેહેલી હજ્જ નફલ રેહશે, અને એવીજ રીતે જો તેના
પર હજ્જ ફરજ થઇ પણ અશક્તિ હોવા પહેલાં હજ્જ કરાવી અને
રી લાચાર થયો તો હજ્જ ફરજ અદા થતી નથી. ફરી કરાવવી
જેમ થશે. અને જે ઉજરને લીધે આજીજ થઇને હજ્જ કરાવી છે
જો એવો ઉજર હોય કે તેના જતા રેહવાની આશા છે દાખલા
રીકે જેમકે તે ઘણો બીમાર હતો અને હજ્જ કરાવ્યા પછી તે
જર દુર થયો તો ફરજ હજ્જ અદા થશે નહીં. ફરી પોતે કરવી
જેમ થશે અને જો તે એવો ઉજર હતો કે તેના સારા થવાની
આશાજ હતી નહીં દાખલા તરીકે જેમકે કોઇની આંખો જતી રહી
તી અને ફરી હજ્જ કરાવ્યા પછી હક્ક તઆલાની કુદરતથી તે સાજી
ઇ તો હવે ફરીથી હજ્જ કરવી તેને માથે ફરજ નથી, તેની ફરજ
જ્જ અદા થઇ ચુકી.

બીજી શરત આ છે કે જે શખ્સ આજીજ થયો હોય તે બીજા
માણસને હજ્જ કરવાનો હુકમ કરે અને માર્ગ ખરચ તેને આપે. અને
નારો તેનાજ ખરચથી સવાર થઇને હજ્જ અદા કરે. અને જો
રેલા માણસ હજ્જ કરાવવાની વસીયત કરી ગયો હોય તો તેનો
વારસ અથવા વસી (કરતા) તેવીજ રીતે બીજાને હુકમ કરે અને વાટ

ખરચ આપે. જો કોઇ માણુસ જીવતા તરફથી વગર તેના હુકમે હ
કરી દેશે તો જીવતાનું ફરજ માથેથી ઉતરશે નહીં. મરનાર પણ
વસીયત કરીને મર્યો હોય તો વારેસને વગર હુકમે મરનારની
હજ્જ અદા થઈ શકિત નથી. પણ જો હજ્જની વગર વસીયતે
નાર મરી ગયો હોય તો જો કોઇ વારેસ હોય કે પારકો
મેહરબાનીની રૂએ તેની ફરજ હજ્જ અદા કરી તો મુડદાની ફ
હજ્જ અદા થશે. ઇનશા અલ્લાહો તઆલા. એવી રીતે આ
(અશક્ત) અથવા મુડદાના વારસે (હજ્જ કરવાનો) હુકમ તો કર્યો
(માર્ગ ખરચના) રૂપીયા આપ્યા નથી તો પણ હજ્જ ફરજ અદા
નહીં. જો રૂપીઆ તો આપ્યા પણ જેને હુકમ કર્યો તેણે પોત
રૂપીયાથી હજ્જ કરી તો જો તે હુકમ કરનારના રૂપીયામાંથી મ
લેશે તો ફરજ હજ્જ અદા થઇ જશે. જો મજરે નહીં લેશે તો
થશે નહીં. એવીજ રીતે જો માર્ગમાં સવાર થયો નહીં પણ
ચાલીને હજ્જ કરી તો પણ આમેરની ફરજ હજ્જ અદા થશે
અને રૂપીયા પાછા આપવા પડશે. અને ખરચમાં તથા સવાર
ચાલવામાં ઘણાની ગણુતરી છે. જો ઘણા રૂપીયા આમેરના ખર
અથવા માગના મોટા ભાગમાં સવાર થયો તો ફરજ અદા થાય
અને ઓછામાં નથી. પણ હા, જો મુડદુ વસીયત કરીને મર્યું ર
તેના તેહાય (ત્રતીયાંસ ⅓) માલમાં એટલી ગુનજાએશ નથી કે
વતનથી સવાર થઇને હજ્જ કરી શકે તો જ્યાંથી થઈ શકે ત્ય
સવાર થઇને અદા કરે. અને બાકી ચાલતાં કરે, તો મુડદાની ફ
હજ્જ અદા થાય છે. જે માણસને હજ્જ કરવાનો હુકમ આપેલો હ

જો આમેરના રૂપીયાને પોતાના રૂપીયામાં ભેગા કર્યા અને ફરી ભેગા કરેલાથી હજ્જ કરી તો જો આમેરના ઘણા રૂપીયા ખરચ થયા છે તો આમેરનું ફરજ અદા થશે, અને રૂપીયાનો બદલો આપવાથી છુટકારો થશે.

ત્રીજી હજ્જ કરનારો હજ્જ કરવાની લાએકાત રાખતો હોય. એટલે તે મુસલમાન આકેલ સમજદાર હોય. ગાંડો કે છોકરૂં ન હોવું જોઇએ.

ચોથી જો માલમાં ગુંજાએશ હોય તો આમેરના વતનથી હજ્જ કરે, અને નહીં તો મીકાતથી આગળ જ્યાંથી થઇ શકે ત્યાંથી કરે.

પાંચમી એહરામની વખતે આમેરના હજ્જની નૈયત કરે. જો જીભથી કહે, **લબ્બૈક અંફોલાનીન**[1] મસલં તો ઘણું સારૂં છે. અને નહીં તો દીલથી ( નૈયત કરવી ) પણ બસ છે. જો એહરામ બાંધતી વેળા મુબહમ (મુગમ) એહરામ બાંધ્યું કોઇના તરફની નૈયત કરી નહીં તો હજ્જના કામો શરૂ કરવા પહેલાં નૈયત કરી લ્યે. જો હજ્જના કામો શરૂ કર્યા પછી નૈયત કરી હોય તો દુરૂસ્ત થતી નથી. જે હજ્જ કરે છે તેની હજ્જ થશે અને આમેરનો ખરચ પાછો આપવો પડશે. અને પોતાના તરફથી હજ્જની નૈયત કરશે તો પણ રૂપીયાનો બદલો આપશે. એવીજ રીતે જો કોઇ બીજા શખ્સની નૈયત સાથે કરશે ફરી ને બીજો શખ્સ પણ આમેર હોય અથવા ન હોય તો બંને શખ્સોની હજ્જ થશે નહીં પણ હજ્જ કરનારની હજ્જ થશે. બંનેનો ખરચ

---

* હુકમ કરનારને આમેર કહે છે અને જેને હુકમ કરે તેને મામુર કહે છે. ગુ. મો.

પાછો આપવો લાઝેમ થશે. જો કોઈ શખ્સે વગર હુકમે પોતાની તરફથી બે પારકાઓના તરફથી અથવા પોતાના બંને માબાપોના તરફથી એક એહરામમાં નીયત કરશે તો એહરામ પછી હજ્જના કામો શરૂ કરવા પહેલાં અથવા હજ્જથી ફારેગ થયા પછી જો એકની તરફથી ઠેરવશે તો દુરૂસ્ત છે. કારણ કે આ હજ્જ અદા કરનારના તરફથી થઇ છે તે બંનેની નીયત નકામી ગઈ. હવે જેને ચાહે તેને સવાબ આપે. અને જોઇએ તો બંનેને સવાબ આપે હરેક રીતે દુરૂસ્ત છે.

છઠ્ઠી જેને હુકમ થયો હોય તે પોતે હજ્જ કરે બીજાથી કરાવી શકતો નથી. જો માર્ગમાં તે માંદો થશે અને બીજા શખ્સને મોકલશે તો રૂપીઆ પાછા આપવા પડશે. આમેરની હજ્જ થશે નહીં પણ જો આમેરે બીજાને હુકમ કરવાની ઇજાઝત આપી હોય અને તેનાં વીચાર પર હોય તો કશી હરકત નથી.

સાતમી. હુકમ કરનારની મીકાતથી હજ્જનું એહરામ બાંધે અને આમેરના હુકમ વિરૂધ્ધ કરે નહીં. જો આમેરે હજ્જનું કહ્યું અને મામુરે તમત્તોઅ કર્યો તો રૂપીયાનો બદલો આપશે અને હજ્જ આમેરની નહીં પણ મામુરની થશે, એજ રીતે જો ઇફ્રાદની જગ્યા કિરાન કરશે તો વિરૂદ્ધ કરનાર થયો અને રૂપીયા પાછા આપશે પણ જો આમેરે ઇજાઝત આપી હોય કે કિરાન કરજે તો દુરૂસ્ત છે અને કિરાનનો દમ પોતાના માલથી આપે આમેરના માલથી દુરૂસ્ત નથી. અને તમત્તોઅ

૧ અર્થ—ફલાણાના તરફથી લબ્બેક બોલતી વેળા "ફલાન" ની જગ્યા જેનું હુકમ કર્યો હોય તેનું નામ લો. ગુ. ગો.

કરવો તો તેને કોઇપણ રીતે દુરૂસ્ત નથી. આમેરે હુકમ આપ્યો હોય તોએ દુરૂસ્ત નથી. કારણ કે આમેરની મિઝાનથી (તમત્તોઅ) કરવાથી હજ્જ થશે નહીં પણ આટલું કે આમેરના હુકમથી જો તમત્તોઅ કરશે તો આમેરની હજ્જ તો અદા થશે નહીં પણ રૂપીયા પાછા આપવા પણ પડશે નહીં.

આ મજકુર બાબતોની સભાળ પછી જો મામુર આમેરના તરફથી હજ્જ કરશે અને તેને પુરી કરશે તો ઠીક છે. પણ જો હજ્જને ફાસેદ કરશે તો પણ મામુર રૂપીયાનો બદલો આપશે. અને ફરી જો કઝા કરશે તે પણ મામુરની તરફથી થશે આમેરની હજ્જ અદા થશે નહીં.

જો મામુર આમેરની હજ્જ અદા કરવા પછી પોતાની તરફથી ઉમરો કરશે તો એ દુરૂસ્ત છે. આમેરના હજ્જમાં નુકસાન આવશે નહીં પણ પોતાના ઉમરામાં જેટલું રહે તેનો ખરચો આમેર પાસેથી લ્યે નહીં. અને હજ્જ અદા કર્યા પછી બેહતર આ છે કે આમેરના વતને જ્યાંથી ગયો હતો ત્યાં મામુર પાછો આવે જો મક્કામાં રહી જશે તો પણ કાંઈ ડર નથી. કારણ કે હજ્જ અદા કરી ચુકયો છે. પણ પાછું આવવું અફ્જલ છે કે આમેરના અદા કરવાની જેમ નાએબનું અદા કરવું થાએ. જો કોઇએ કોઇને હજ્જ કરવાનો હુકમ કર્યો તેણે બીજે ત્રીજે વર્ષ હજ્જ કરી તે વર્ષ હજ્જ કરી નહીં તો કંઇ હરકત નથી. આમેરનીજ હજ્જ થશે.

હજ્જ કરાવવામાં ઉજરત (મજદુરી)થી હજ્જ કરાવે નહીં, અને

સમજાએ. પણ જો મજદુરીથી હજ્જ કરાવશે તો પણ હજ્જ આમેર નીજ થશે, અને મજદુરી પાછી આપવી પડશે. અને આ હજ્જ કરનારને ખરચ જેટલા રૂપીયા આપવા પડશે.

જે શખ્સે પોતે હજ્જ કરી નહોય અને તે બીજા શખ્સની તરફથી હજ્જ કરશે તો આમેરની હજ્જ અદા થશે પણ મકરૂહ છે. જો સ્ત્રી પુરૂષની તરફથી હજ્જ કરશે તો આ પણ દરૂસ્ત છે. પણ પુરૂષથી કરાવે તો બેહતર છે. અને અફજલ તો આ છે કે મામુર મસલાઓથી જાણીતો હોય કારણ કે મસલાથી અંજાણ હજ્જ અદા કરવામાં ઘણું ખરૂં નુકસાન કરે છે.

જો મામુરથી હજ્જ ફોત થાય તેની કસુરથી તો રૂપીયાનો બદલો આપવો પડશે પણ જો બીજે વર્ષ પોતાના રૂપીઆથી આમેરની હજ્જ અદા કરશે તો આમેરની હજ્જ અદા થઈ જશે, અને રુપીઆ પાછા આપવાથી છુટકારો થશે. અને જો એમાં મામુરની કસુર નહોય તો રૂપીયા પાછા આપવા પડતા નથી. ફરી નાએબ બનાવનારની તરફથ' બીજે વર્ષ હજ્જ કરે, અને રોકાણ (હેસાર)નો દમ આમેરના માલમાંથી આપે અને કિરાન તથા તમ-તોઅ વિષે જો આમેરે હુકમ આપ્યો હોય તો મામુર પોતાના માલમાંથી કિરાન તથા તમ-તોઅને દમ આપશે. અને એમાં વિરૂધ્ધ પડવાનું તથા રૂપયાનો બદલો આપવાનું બયાન ઉપર આવી ગયુ છે. અને જીનાયતનો દમ પણ મામુર પોતાના માલથી આપશે

જો કોઇ વશીયત કરી ગયો હોય કે મારી હજ્જ અદા કરાવશો તો તેના ત્રીજાંશ (⅓) માલથી હજ્જ કરાવાશે. જો ત્રીયાંશ માલમાં ગુનજાએશ હોય કે વશીયત કરનારના વતનથી હજ્જ થઇ

શકશે તો બેહતર છે કે ત્યાંથી કરાવે અને નહીં તો જ્યાંથી થઇ શકે ત્યાંથી કરાવે. અને જો એટલો માલ પણ નહોય કે મીકાતથી કરાવાય તો વશીયત બાતેલ થશે.

મામુરનો નફ્કો જે તેને જરૂર હોય છે તે આ છે. રોટલી, માસ, શાક, ઘી, દીવાનું તેલ, એહરામના કપડાં, પીવાનું પાણી, સફરના કપડાં, કપડાં ધોવાનો મસાલો અથવા મજદુરી અને માર્ગની જરૂરી ચીજો મશક, વાસણો, હજામ વગેરેનો ખરચ, મકાનનું ભાડું સંભાળનું કીરાયું (અથવા મજદુરી) અને મામુરની લીયાકાત તથા ઇજતને લાએક જે જે ચીજો જરૂરત હોય તે આપવી જોઇએ વધારે આપે નહીં અને કમી પણ કરવી જોઇએ નહીં. પણ સદકો (હદયો) તથા ઝીયાફત આમેરના માલથી કરે નહીં કોઇને ઉછીના આપે નહીં. વઝુ જનાબતનું ગુસલ અને દવા મૈયતના માલથી કરે નહીં પણ પોતાના માલથી કરે. પણ જો આમેરે ઇજાજત આપી હોય તો આ સર્વ દુરૂસ્ત છે. જેથી મામુર ને જોઇએ કે આમેરથી દરેક રીતની રજા લઇ લે કે જેથી તંગી તથા ભારી પડે નહીં અને માગમાં જો થોભવું પડે તો જો કાફલાની (કે આગબોટની) ઇનતેજારીને લીધે થોભે તો જેટલા દીવસ રહ્યા હોય તેનો ખરચ આમેરના માલથી લઇ લે અને જો પોતાની ગરજે રેહશે તો પોતાની પાસેથી ખરચ કરે. એ રીતે હજ્જ પછી જો વહાણ કે કાફલાને લીધે રહેવું પડે તો આમેરના માલથી ખરચ કરે, અને નહીં તો પોતાના માલથી ખરચ કરે. ફરી જ્યારે ત્યાંથી ચાલે તો આમેરના માલથી ખરચ કરવા લાગે પણ જો હજ્જ પછી ત્યાં રેહવાનો વિચાર કર્યો હોય અને ઉપર લખાયલું છે.

એ દુરૂસ્ત છે તો હવે મામુરનો ખરચ આમેરના માલથી બ ફરી જો દેશ આવવાના વિચાર થશે તો હવે પોતાને પાસેથીજ કરે આમેરના માલથી ખરચ કરવો દુરૂસ્ત નથી એવીજ મક્કામાં જીલહજ્જ પહેલાં પહોંચે તો પણ પોતાની ગાંઠનું ખ ફરી જ્યારે જીલહજ્જ શરૂ થાય તો આમેરના માલથી ખરચ લાગે. ફરી હજ્જ પછી જ્યારે આમેરના વતનમાં પાછો ફરે મક્કામાં રેહવાનું ઠેરાવે. તો જે કંઇ નગદી અસબાબ આમેરના બચ્યા રેહશે તે સર્વ આમેરને હવાલે કરે. જો આમેર પોતાની ખુશીથી આપે તો લેવું દુરૂસ્ત છે. (અને મદીના શરીફ આવવા ખરચ આમેરના માલથી ખરચવો દુરૂસ્ત નથી ) વલ્લાહો તઆલા

## ગ્રંથ સમાપ્તી

હવે જાણવું જોઇએ કે સરવરે કાએનાત (સલ)ના રોઝ હરાની ઝિયારત કરવી એ મુસ્તહબ્બોમાં એક અફઝલ કા એટલુંજ નહીં પણ કેટલાકએ વાજેબની પાસ લખી છે. અ અલમે (સલ) ફરમાવ્યુ છે કે જે કોઇ મારી કબરની ઝિયાર તેને માટે મારી શફાઅત લાઝેમ થઇ. અને ફરમાવ્યું છે કે મારી ઝિયારતે આવશે અને તે આવવામાં તેને માત્ર ઝિયારત તમલબ હશે બીજી કોઇ ગરજ ન હશે તો મારા ઉપર હક્ક હું તેને કેયામતમાં શફાઅત કરૂં. અને ફરમાવ્યું છે કે જે મ્તનેકાલ પછી મારી કબરની ઝિયારત કરશે તેની મીસલ એ જેણે મારી ઝિંનદગીમાં મારી મુલાકાત લીધી. તો જે શખ્સ હજ્જ ફરજ થાય તો તેને અખ્તીયાર છે કે જાયએ તો તે હજ્જ કરે અથવા પ્રથમ મદીના મોનવવરામાં જાય.

જ્યારે મદીના શરીફની તૈયારી કરે તો બેહતર આ છે કે કબર મોતહહરની ઝીયારતની નૈયત કરીને જાય કે જેથી આ હદીસ–"જે કોઈ માત્ર મારી ઝીયારતનેજ માટે આવશે તો તેની શફાઅત મારા ઉપર હક્ક થઈ ગઈ"–તેના ઉપર ખરી આવે. અને જ્યારે મદીના શરીફ ચાલવા લાગે તો માર્ગમાં દોરૂદ શરીફ ઘણું પડતો રહે. ફરી જ્યારે ત્યાંના ઝાડો દેખાવા લાગે તો વળી ઘણું પડે. જ્યારે ત્યાંની ઈમારત દેખાય તો દોરૂદ શરીફ પઢીને કહે–**અલ્લાહુમ્મ હાઝા હરમો નબીયેક ફજઅલહો વેકાયત લી મીનન્નાર વ અમાનમ–મિનલ અઝાબે વ સુઈલ હિસાબ** * અને મુસ્તહબ છે કે ગુસલ કરે અથવા વઝુ કરે. અને કપડાં પાક સાફ રાખી સારા પોશાક પહેરે. અને જો નવાં કપડાં હોયતો બેહતર છે, ખુશબો લગાડે, આગયથીજ (સવારીથી ઉતરી પડી) પગે ચાલે, અને ખોશુઅ ખોઝુ (એકાગ્રતા નમ્રતા) તવાઝેઅ જેટલાં થઈ શકે તેટલાં કરે, કમી કરે નહીં અને તે જગ્યાની મોટાઈ ખાયાલમાં રાખી દોરૂદ શરીફ પઢતો પઢતો ચાલે જ્યારે મદીના મોનવ્વરામાં દાખલ થાય તો આ કહે **રબ્બે અદખેલની મુદખલ સિદકીન વ અખરેજની મુખરજ સિદકીન વજઅલ લી મિલ લદુનક સુલતાનં નસીરા અલ્લા–હુમ્મ–ફતાહ લી અબવાબ રહમતેક વરઝોકની મિન ઝિયારતે રસુલેક (સલ)માં રઝકત અવલીયાએક વ અહલ તાઅતેક**

* અર્થ–હે અલ્લાહ આ તારા નબીનો હરમ છે તો તું તેને મારે માટે અગ્નિનો બચાવ કર અને અઝાબ તથા બુરા હીસાબથી બચાવજે. ગુ. મો.

**રગફેરલી વરહમની યા ખૈર મસઉલ્લ**×અને અદબ તથા હોઝુરે ાલમ કરે, અને દોઆ તથા દોરૂદ શરીફ ઘણા પઢે, ત્યાં દરેક જગ્યા રસૂલ-લ્લાહ (સલ)ના કદમ પડેલા છે ઇમામ માલેક (રહ) મદીના મોનવ્વરામાં સવારીએ બેસતા નહોતા. તેવણ ફરમાવતા હતા કે મને શરમ આવે છે કે જે જમીનમાં હબીબુલ્લાહ (સલ) ચાલેલા ફરેલા હોય તેને હું સવારીની સુમ (કે ખુરી)થી ચગદું. અને ફરી જ્યારે મસજીદે નબવીમાં દાખલ થાય તો પ્રથમ જમણો પગ દાખલ કરે અને મસજીદમાં દાખલ થવાની દોઆ તથા દોરૂદ શરીફ પઢે. બાબે જીબરઇલથી દાખલ થવું બેહતર છે. ફરી કબર શરીફ અને મીન્બરની વચ્ચે જે જમીન છે જેનું નામ રોઝા મુબારક છે અને જંનતનો ટુકડો છે તેમાં તહીયતુલ મસજીદ પઢે. તે એવી રીતે કે મીન્બર જમણા ખબાની સિધ ઉપર રહે અને જે થાંભલાની નીચે પેટી છે તે સામે રહે. આ હબીબુ-લ્લાહ (સલ) ના થોભાવાની જગ્યા છે, અને તહીયતુલ મસજીદ પછી સિજદો (શુકર)નો કરે કે હકક તઆલાએ આ નેમત મને નસીબ કરી અને જે ચાહે તે દોઆ કરે. ફરી કબર શરીફની પાસે હાજર થાય. અને શિરાણાની દીવારના ખુણામાં જે થાંભલો છે તેથી ત્રણ ચાર હાથને ફાસલે ઉભો રહે. અને કિબલાની તરફ પીઠ કરીને જરા ડાબા તરફ

× અર્થ—એ મારા પરવરદીગાર દાખલ કર તું મને સારી જગ્યામાં અને કહાડ તું મને સારી જગ્યામાં અને તું મારે માટે તારી પાસેથી મજબુત મદદગાર એ અલ્લાહ તું ઉઘાડ મારે માટે તારી રહમતના દરવાજા મને માપ અને તારા રસુલ (સલ)ની ઝીયારતથી જે ચીજ કે આપી છે તે તારા દોસ્તોને અને તારી બંદગી કરનારને અને તું મને બક્શ અને મારા પર રહમ કર એ બેહતર સવાલ શએલા. ગુ. મો.

ઝુકેલો રહે કે જેથી ચેહરા મુબારકનો બરાબર સામો થાય. અને પૂરા અદબ તથા નમ્રતાથી ઉભો રહે, અને ઘણો કરીબ થાય નહીં, અને દીવારને હાથ લગાડે નહીં કેમકે તે અદબ તથા હુરમતની જગ્યા છે અને હજરત (સલ) લહદ શરીફમાં કિબલા તરફ ચેહરો મુબારક રાખીને લેટેલા છે એવું ધ્યાન કરે. અને કહે, **અસ્સલામો અલૈક યા રસુલ-લ્લાહુ, અસ્સલામો અલૈક યા ખૈર ખલકિ-લ્લાહ અસ્સલામો અલૈક યા ખૈયરત-લ્લાહે મિન ખલકિ-લ્લાહ અસ્સલામો અલૈક યા હબીબ-લ્લાહ અસ્સલામો અલૈક યા સૈયદ વુલદે આદમ અસ્સલામો અલૈક ઐયોહ નબીયો વ રહમતુ-લ્લાહે વ બરકાતોહુ યા રસુલ-લ્લાહ ઈન્ની અશહદો અન લાએલાહ ઈલ્લ-લ્લાહો વહદહુ લા શરીક લહુ વ અશહદો અન્નક અબદોહુ વ રસુલોહુ અશહદો અન્નક બલ્લગત-રેસાલત વ અદૈતલ અમાનત વ નસહતલ ઉમ્મત વ કશફતલ ગુમ્મત ફજઝાક-લ્લાહો ખૈરં જઝાક-લ્લાહો અન્ના અફઝલ મા જાઝા નબીયં અન ઉમ્મતિહી અલ્લાહુમ્મ આતે લેસૈયેદેના અબ્દેક વ રસુલેક મોહમ્મદેનીલ વસીલત વલ ફદીલત વદ દર જત-ર્રફીઅત વબઅસહુલ-મકામલ મહમુદ લ્લઝી વઅતહુ ઈન્નક લા તુખલે ફુલ મીઆદ વ અનઝેલહુલ મુનજલલ મોકર્રબ ઈનદક ઈન્નક સુબહાનક ઝુલ ફદલીલ આઝીમ*** ફરી હજરત (સલ)ના બારગાહથી દોઆ કરે અને શફાઅત ચાહે તે આવી રીતે. યા રસુલ-લ્લાહ અસઅલોકશ

---

* ... તમારા ઉપર સલામ થાઓ. ... મખ-લુકના બેહતર તમારા ઉપર સલામ થાઓ એ અલ્લાહની મખલુકમાંથી અલ્લા-

**શફાઅત વ અનવસ્સલો બેક એલ-લ્લાહ ફી અં અમુત** **મુસલેમ અલા મિલ્લતેક વ સુન્નતેક**× અને આ શબ્દોમાં જેટલો ચાહે વધારો કરે પણ તે અદબ તથા આજેજીના શબ્દો હોય. અને આગલા લોકો આ જગા ટુંક શબ્દો કહેવાને અને બને ત્યાં સુધી થોડું હોય એને સારૂં જાણે છે. અને ઘણું પુકારીને બોલે નહીં પણ આહીસ્તા નરમાશ તથા અદબથી અરજ કરે. અને જેનું સલામ કહેવું હોય તે કહે. આવી રીતે. **અસ્સલામો અલૈક યા રસુલલ્લાહ મિન**

---

હના પસંદ કરેલા તમારા ઉપર સલામ થાઓ, ઓ અલ્લાહના હબીબ તમારા ઉપર સલામ થાઓ, ઓ બની આદમના સરદાર તમારા ઉપર સલામ થાઓ, ઓ નબી તમારા ઉપર સલામ થાઓ અને અલ્લાહની રહમત તથા તેની બરકત થાઓ. ઓ અલ્લાહના રસુલ હું શાહેદી આપું છું કે અલ્લાહ સિવાય કોઈ પુજ્ય નથી તે એકલો છે તેનો કોઈ ભાગિયો નથી અને હું શાહેદી આપું છું કે તમો તેના બંદા છો અને તેના રસુલ છો. હું શાહેદી આપું છું કે તમો એ રીસાલતને પુગવી છે. અને અનામતને અદા કરી છે. અને ઉમ્મતની ખેરખાહી કરી છે. અને ગમને દુર કર્યા છે તો અલ્લાહ તમને સારો બદલો આપે. અને નબીને તેની ઉમ્મત તરફથી જે બદલા ખુદાએ આપ્યા છે તેથી અફજલ બદલો તે અમારા તરફથી તમને આપે. ઓ અલ્લાહ! તું અમારા સરદાર તારા બંદા અને તારા રસુલ મોહમ્મદને નજદીકના મરતબો, બુજુરગી અને ઉંચો મરતબો આપ. અને તેમને મકામે મહમુદ પહોંચાવ કે જેનો તેં તેમને વાયદો આપ્યો છે. અને તું વાયદા વિરૂદ્ધ કરતો નથી અને તેમને તારી નજદીક નજદીકના ઉતારામાં ઉતાર. બેશક તને પવિત્રાઈ છે મોટા ફઝલવાળો છે." ગુ. મો.

**ફેલાની બને ફેલાનીન રસ તશફ્ફેઓ બેક એલા રબ્બેક*** ફરી એક હાથ જેટલો પાછળ હટીને હઝરત અબુબકર સિદ્દીક (રદી) ઉપર સલામ કહે, **અસ્સલામો અલૈક યા ખલીફત રસુલીલ્લાહ વ સાની કે ફીલ ગારે રફીકહુ ફીલ અસફારે અમીનહુ અલલ અસરારે અબા બકરેની-સ્સીદ્દીકે જઝાક-લ્લાહો અન ઉમ્મતે મોહમ્મદીન ખૈરા**× ફરી એક હાથ જેટલો વળી પાછળ હટીને હઝરત ઉમર (રદી) ઉપર સલામ કહે **અસ્સલામો અલૈક યા અમીરુલ મુમેનીન ઓમરલ ફારૂકી-લ્લજી અઅજજ-લ્લાહો બેહીલ ઇસ્લામ એમામલ મુસલેમીન મરદીયં હયં વ મૈયેતં જઝાક-લ્લાહો અન ઉમ્મતે મોહમ્મદીન ખૈરા**+ અને **આ**

× ઓ રસુલ-લ્લાહ હું આપની પાસે શફાઅત ચાહુ છું. **આપનો** વસીલો અલ્લાહની પાસેથી લાઉ છું આ બાબતમાં કે હું આપના દીન **ઉપર** તથા આપની સુનંત ઉપર મુસલમાનીમાં મરૂં. ગુ. મો.

* અર્થ—ઓ અલ્લાહના રસુલ તમારા ઉપર ફલાણાંના છોકરા ફલાણાની તરફથી સલામ થાઓ. તે તમારી શફાઅત (સીફારસ) ખુદા **પાસે** લઇ જાય છે. ગુ. મો.

× અર્થ—ઓ રસુલુલ્લાહના ખલીફા પહાડની ખોમા તેમના સાથી સફરોમાં તેમના સાથી ભેદો ઉપર તેમના ભરોસેદાર અબુબકર સિદ્દીક તમારા ઉપર સલામ થાઓ. અલ્લાહ તમને ઉમ્મતે મોહમ્મદના તરફથી સારો બદલો આપે. ગુ. મો.

+ ઓ અમીરુલ મુમેનીન ઓમર ફારૂક જેનાથી અલ્લાહે ઈસ્લામને ઈજ્જત આપી મુસલમાનોના તમામ હયાતી તથા મરણ બાદ પસંદ થએલા અલ્લાહ તમને ઉમ્મતે મોહમ્મદ તરફથી સારો બદલો આપે. ગુ. મો.

જગ્યા પણ વધારે ઓછા શબ્દો કરવાનો અખ્તીયાર છે અને જેણે કહ્યું હોય તેનું સલામ પોહોંચાવે ફરી જરા આગલ વધીને **કહે અસ્સલામો અલૈક યા દજીએ રસુલી-લ્લાહે (સલ) વ રફીકેહે વ વઝીરૈહે વ જઝાકોમ-લ્લાહો. અહસનલ્ જઝાઅ જેઅના કોમા નતવસ્સલો બેકોમા એલા રસુલી-લ્લાહે (સલ) લેયશફઅ લના વ યદઉ લના રબ્બના અં યોહયેયના અલા મિલ્લતેહી વ સુંનતેહી વ યહશોરના ફી જુમરતેહી વ જમીઅલ મુસલેમીન**[1] ફરી આગળ વધીને મુહ મુબારકને સામે ઉભા રહીને જે કઇ થઇ શકે પોતાને માટે માબાપને માટે તથા સર્વ મુસલમાનો માટે દોઆ કરે. ફરી ત્યાંથી નીકળીને ઓસતોવાનએ અબુ લોબાબા (અબુ લોબાનું થાંભલો) ની પાસે આવીને બે રકઅત પઢીને દોઆ કરે. ફરી રોઝા શરીફમાં આવીને નફલો પઢે. જો મકરૂહ વખત હોય તો ઝીકર ઇસ્તીગફાર અને દોઆ કરતો રહે. ફરી મિન્બરની પાસે આવીને રૂમ્માનએ મિન્બરના ગોળા ઉપર હાથ રાખે. કારણ કે હજરત (સલ) તેપર હાથ મુબારક રાખતા હતા. ફરી ઓસ્તવાનએ હન્નાના (રડનારો થાંભલો)પાસે આવે. અને સર્વ જગ્યા દોરૂદ શરીફ

1 અર્થ—અા રસુલ્લલાહ (સલ) સાથે રહેલા અને તેમના સાથીઓ તથા તેમના વઝીરો તમો બંને ઉપર સલામ થાઓ. તમો બંનેને અલ્લાહ તઆલા સારો બદલો આપે. અમો તમારી પાસે આવ્યા છીએ અમો તમારો વસીલો રસુલ-લ્લાહ (સલ)પાસે લઇએ છીએ તેવણ અમારી શફાઅત કરે તથા અમારે માટે અમારા પરવરદીગારથી દોઆ કરે કે તે અમોને તેમના દીન તથા તેમની સુંનત ઉપર જીવતા રાખે અને અમને તથા સર્વ મુસલમાનોને તેમના ટોળામાં ઉઠાવે ગુા મો.

અને દોઆથી ગફલત કરે નહી. જેમ ઘણું થાય તેમ બેહતર અને જયાં સુધી મદીના મોનવ્વરામાં રહે તિલાવત તથા જીકર કરતો રહે. અને દુરૂદ સલામ ખુબ કરતો રહે. આ રાતોમાં ઘણો જાગે અને વખત નકામો ખોએ નહીં, અને જયાં સુધી થઇ શકે મસજેદે નબવીમાં નમાજ પડે કબર શરીફની જીયારત પછી દરરોજ અથવા જુમઆએ બકીઅ (કબરસ્તાન)ના મજારોની જીયારત પણ જરૂર કરે. કેમકે હજરત ઉસમાન (રદી)તથા હજરત અબ્બાસ (રદી) તથા હઝરત હસન (રદી) તથા હજરત ઇબિરાહીમ (રદી) તથા અજવાજે મોતહહરા (હજરતની પવિત્ર બીબયો રદી) ત્યાં તશરીફ રાખે છે. અને હજરત અમીર હમજા (રદી) અને શોહદાએ ઓહોદ (રદી)ની પણ જીયારત કરે. અને ફાતેમા (રદી)ની મસજીદમાં જઇને નમાજ પડે. અને સનિવારે મસજેદે કોબામાં જઇને નમાજ પઢીને દોઆ કરે. અને જયારે (મદીનાથી)રૂખસત થાય તો બે રકઅત મસજેદે નબવીમાં પઢીને હજરત (સલ)ની કબર મુબારકની પાસે હાજર થઇને મજકુર તરીકાએ સલામ પડે અને ફરી રૂખ્સત થઇને આવે. **વલ્લાહો આલમો વ ઇલ્મોહુ અતમ્મ વ અહકમો અલ હમ્દો લિલ્લાહે રબ્બીલ આલમીન વસ્સલાતો વસ્સલામો અલા હબીબિહી સૈયેદેના મોહમ્મદીન વ આલેહી વ સહબીહી અજમઇન વ અલા જમીઇલ મલાએકતે વલ અંબીઆએ વલ મુરસલીન રબ્બના તકબ્બલ મિન્ના વરજોકના રૈબ્રક હેયંવ વ મૈયતં યારબ્બલ આલમીન. આમીન સુમ્મ આમીન.**[1]

---

૧ અર્થ—અલ્લાહ વધારે જાણનાર છે અને તેનો ઈલમ સંપુરણ તથા મજબુત છે. સંર્વે સ્તુતી અલ્લાહ સર્વે જહાનના પાલનાર માટે છે. અને દો

# સમાપ્ત.

તા૦ ૨૭ રજબ સને ૧૩૨૧ હીજરીના જુમઆને દીવસ આશતના મુબારક વખતે આ કિતાબનો તરજુમો કરવાથી મારી કલમે આરામ લીધી છે. અલહમ્દો લિલ્લાહ ખુદા તઆલા એને કબુલ કરે. અને જેમ એ હાજીઓ માટે હજજ વિષે ભાથુ તરીકે છે તેમ એ મારે માટે આખેરતનું ભાથું થાય, **આમીન. વસલ્લ-લ્લાહો અલ નબી.**

---

તથા સલામ તેના હબીબ અમારા સરદાર મોહમ્મદ (સલ.) ઉપર તથા તેમના આલ ઉપર તથા તેમના તમામ સહાબા ઉપર તથા તમામ ફિરશતા, અબીય અને રસુલો ઉપર થાય. ઓ અમારા પરવરદીગાર ! તું અમારૂં કબુલ કર. અને જીવતાં તથા મરતાં તારી ખુશી અમને આપ, ઓ સવ જહાનના પાલનાર આમીન ( ગુ. મો. )

# મોજદ્દેદ અલ્ફેસાની (રહ.) ની

## બોધદાયક આજ્ઞાઓ.

૧ તવબા અને ચુપકીદી ગ્રહણ કર, તથા મરણ અને કબરને હંમેશા તારા સનમુખ રાખ.

૨ પસંદ કરવા જોગ તે મનુષ્ય છે, જે અઝાન સાંભળી તરતજ મસજીદમાં હાજરી આપે

૩ સારી વર્તો દોસ્તોને પહોંચાડ, અને દુશ્મનો સાથે વાદ-વિવાદ કરીશ મા.

૪ કુફ્ર પછી મહાન અપરાધ (દિલ આઝારી) દિલ દુઃખવવું છે. પછી તે મુસ્લિમનું અથવા કાફરનું હોય.

૫ પ્રાચીન આલેમો ઉપર તઅન કરવા વાલો ગુમરાહ (ભટકેલો) અને બિદઅતી છે.

૬ બુઝુર્ગોના વચનોનો અર્થ શરીઅત વિરૂદ્ધ કરવો કુફ્ર છે.

૭ દરેક જણે દરેક મનુષ્યને પોતા કરતાં સારો અને બેહતર જાણવો જોઇએ.

૮ શ્રીમંતોની દોસ્તી (સોહબત) [illegible]જ નુકસાનકારક અને આખેરતની મુસીબત છે.

૯ નકામા કામોમાં મચ્યા રહેવું, હક તઆલાથી મ્હોં ફેરવવાની નિશાની છે.

૧૦ તારો નફ્સ અને તારો (દુષ્ટ) દોસ્ત તારા મોટા દુશ્મન છે.

૧૧ એો મોટા મરતબાવાળા ! મરતબાની પડતીનો ખાર ખ્યાલ રાખ ?

૧૨ સર્વ બુરાઇઓની જડ શરીઅતની મુખાલેફત વિરૂદ્ધતા છે

૧૩ ગાન તાન મધમા મળેલું ઝેર છે.

૧૪ હરામ કૃત્યોને સારા જાણવાવાળો દીન ઇસ્લામથી નીકળી જઇ મુરતદ બને છે.

૧૫ મોટા માણસનું નાના માણસ પાસે જવું નાનાની ઇઝ્ઝત વધારે છે. અને મોટાની પદવી વધે છે.

૧૬ દરેક કમજોર અને આજીઝ જંનતી છે. અને દરેક સરકસ અને ગર્વિષ્ઠ દોઝખી છે.

૧૭ નારાઝીને લીધે સત્ય બના દોસ્તથી છુપાવવી. દોસ્તીના હકથી વેગળુ છે.

૧૮ દુષ્ટ લોકની બુરી વાતોથી નારાઝ થવું નહિ બલ્કે સાંભળવું પણ નહિ.

૧૯ બકવાસ કરવો મહા પાપ છે. અને તેનું છેવટ જહન્નમ છે.

૨૦ ભલો અને નેક બખ્ત તે મનુષ્ય છે જે ખુદાની મખલુકની ખિદમત કરે,

૨૧ બખશિશ પાદશાહોનો તાજ છે અને ઇન્સાફ તેઓની રાહત.

૨૨ ઝાલિમ તે માણસ છે જે ખુદાના ફરમાનો વિરૂદ્ધ હુકમ કરે

૨૩ જે સાલિક (સુફી ... ન્યાં એક દરજ્જો છે, પોતાને હડકેલા કુતરાથી પણ ... જાણે તે (સાલિક) બુઝુર્ગોના કમાલોથી દુર છે.

૨૪ દોસ્તની વાત આશિક માટે સર્વથી શ્રેષ્ઠ હોય છે. એટલે દરેક મુસ્લિમ માટે કુરઆને પાકની તિલાવત અતિ ઉત્તમ છે.